

# રાજતરંગ નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મુળજી આશારામ ઓઝા.

આવૃતિ પેહેલી





અમદાવાદ.

અમદાવાદ યુનાઇટેડ કંપની પ્રેસમાં ઠે. પથર કુવે

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

નકલ ૧૦૦૦૦

સંવત ૧૯૫૭ સને ૧૯૦૧

કિંમત બે આના.

શ્રી.

# મોરબી આર્યસુબોધ

# નાટક કંપની.

## રાજતરંગ નાટકની—

## પ્રવેશવાર હકીકત.

૧. વેલાસપુરના રાજા ધર્મરાજ, રાણી ચંચળવતીની સલાહથી પોતાના સાળા જોરસેનને, કચેરી ભરી વજીરાતનો પોશાક આપે છે. પાટવી કુમાર સત્યસિંહ વિરૂધ મત આપે છે, તથા રાજમંડળ ને પ્રજામંડળ કચવાય છે, છતાં તેને વજીર નીમે છે.

૨. વજીરને તેના મદદગાર દલીસિંહ તથા કપટખાંની મસલત ચાલે છે. રાજમાંથી સારા માણસોને દુર કરે છે અને પોતાની મરજી મુજબ તેવા નીચ માણસોને હોદ્દા આપે છે. રાજાની આગલા ઘરની કુંવરી સત્યસિંહની બેન શિયળવતીને પોતાની સાથે લગ્ન કરવાને સમજાવવા વજીર પોતાની સ્ત્રીને મોકલે છે.

૩. કુમાર સત્યસિંહ, પ્રધાનપુત્ર હિમ્મતલાલની મસલત, પાછળથી શિયળવતી પાસે વજીરની સ્ત્રી આવી સમજાવે છે. તેથી અપમાન ખમી પાછી જાય છે.

૪. સુમરા નામના ઠાકરડાની દીકરી જાસલ અને તેની સખીઓ ગરબા ગાય છે, ત્યાં વજીર આવે છે. તેને દેશધણી જાણી જાસલ ચાંડલો કરવા આવે છે, તેને જોઇ વજીરની દાનત બગડે છે, તે જાણી જાસલ તેને શ્રાપ આપે છે વજીર ગુસ્સે થઇ તેના બાપનો ગરાસ કબજ કરે છે. અને તેથી તે લોકોને બારવટે નીકળવાનું કારણ મળે છે.

૫. રાણી ચંચળવતી પોતાના બાઇ બોનાદનું અપમાન કરનાર શિયળવતી વિરૂદ્ધ રાજાને ઉસ્કેરે છે, ત્યાં ચચળવતીનો કુંવર મતીમનોહર સત્યસિંહ તથા શિયળવતી આવે છે, ને વજીરની કરેલી માગણી ખુલી પાડે છે, તેથી બન્ને કુંવરો વજીરને ફિટકાર આપે છે. ને સત્યસિંહ શિયળવતીનાં સગપણ માટે પરદેશ નીકળી પડે છે.

૬. ગુસ્સે થયેલો વજીર શિયળવતીના હરણની તથા નાના કુંવરને બારવટીઆને સોંપી દેવાની મસલત કરે છે; અને સત્યસિંહની પાછળ મારા મોકલે છે.

૭. મતીમનોહરને વજીરની મસલતપ્રમાણે બારવટિયા રસ્તામાંથી ઉપાડી જાય છે.

૮. મરજીપ્રસાદ નામના પોલીસ અમલદારની ચતુર સ્ત્રી વજીર અને તેના સોબતીઓનું પાગળ પ્રમાણિકલાલ દિવાન પાસે યુક્તિથી ઉઘાડું પાડે છે; અને વજીરની નીચ માગણીથી બચે છે.

૯. શિયળવતી ને તેની સખી ધીરજની હાસ્ય શૃંગારયુક્ત ચેષ્ટા ચાલે છે, અને પાછળથી તે બન્નેને વજીરનાં માણસો આવી સુતેલી ઉપાડી જાય છે.

૧૦. બારવટિયાના સ્થાનમાં કુંવરને સુમરાની દીકરી જાસલથી પ્રેમ જોડાય છે.

૧૧. ઇચ્છાપુરના મહારાજા ઠંઠણપાળ તથા તેના મિત્ર ધર્મનગરના રાજા અચળસિંહ, પાસે ઠંઠણપાળની ખાસ મેહેરબાનીવાળો મદન હજુરીયો ગીત ગાય છે. ત્યાં સત્યસિંહ શિયળવતીના સગપણ માટે આવે છે. ઠંઠણપાળ બીજી સ્ત્રી કરવાની ના પાડે છે, અને ત્રણે રાજાઓ વચ્ચે જાહેર બાબતમાં કેટલીક વાતચિત ચાલે છે; બાદ ઠંઠણપાળનાં ગવૈયા સંગીતનાં ગીત ગાઇ મીજમાનોને ખુશ કરે છે.



## અંક ૨ જો.

૧ મદન રાણીવાસમાં રાસડા લેવરાવે છે, ત્યાં સત્યસિંહ તથા ઠંઠણપાળ આવે છે, ને સત્યસિંહતથા ઠંઠણપાળની બેન મોહની વચ્ચે પ્રેમબીજ રોપાય છે.

૨. વજીરે શિયળવતી અને ધીરજને કેદ કરેલ છે, તેની સાથે જોર જૂલમથી લગ્ન કરવા જાય છે તેને તેની સ્ત્રી અટકાવે છે. ત્યાં વજીરની બેન રાણી ચંચળવતી આવી નાના કુંવરની શોધ કરવાનું કહે છે. વજીર તેને ઉડાવે છે. જેથી ભાઇ બેન વચ્ચે કજીયો થાય છે, ને વજીર શિયળવતી પાસે જાય છે.

૩. રાજા ઠંઠણપાળને મદન સ્ત્રી પોશાકે હીંડોળે ઝુલાવે છે, ત્યાં તેની રાણી આવે છે, રાજારાણી વચ્ચે કડવાસ ઉત્પન્ન થાય છે. ત્યાં સત્યસિંહ રજા માગવા આવે છે, તે મદનને સ્ત્રીવેશે જોઇ

ટીકા કરી વિદાય થાય છે, ઢંઢણપાળ આ વાત છુપાવવા અને ગાયનનો શોખ બતાવવા ખાતર રાજનું દરેક કામ ગાયનમાં ચલાવવાનો ધારો કરે છે.

૪. ધર્મરાજને વજીરે પોતાના સોબતીઓ મારફત રાજમેહેલમાં એક કેદી જેવા કરી અફીણ વિગેરે બંધાણમાં ફુલ બનાવી દીધા છે, ત્યાં પોલીટીકલ એજન્ટ વજીરના જૂલમની, રાજખટપટની ને કુંવર કુંવરીની તજવીજ કરવા આવે છે. અને રાજાની મુલાકાત લીએ છે. રાજકુટુંબ અને પ્રજાની દુઃખી સ્થિતિ જોઇ પોલીટીકલ એજન્ટ ધર્મરાજનેઠપકો આપે છે. અને વજીરને દુર કરવાનું કહી જાય છે.

૫. કેદ કરેલી શિયળવતી સાથે વજીર લગ્ન કરવા આવે છે તેનું યુક્તિથી નાક કાપી શિયળવતીને ધીરજ નાશી જાય છે, તેને પકડવાને તથા ગમે તેમ કરી ગવરનર સાહેબનો ખાનગી હુકમ પોલીટીકલ ઉપર લેવા વજીર દંભીસિંહને મોકલે છે.

૬. જાસલ ને કુંવરનો પ્રેમ જોઈ સુમરો તે બન્નેનો હાથ મેળવી આપે છે.

૭. ઢંઢણપાળ પાસે ગાયનમાં અરજ કરવાનો ચિત્તાર, ત્યાં પોલીટીકલ આવે છે; તે આવાં મુર્ખાઇવાળાં ધોરણથી તથા તેની ચાલચલગતથી ઢંઢણપાળને નાલાયક ગણી પદભ્રષ્ટ કરી બનારસમાં રેહેવાનો હુકમ કરે છે.

૮. સોનેરી ટોળીનાં બે માણસની કપટભરી વાતચિત્ત તેમાં દંભીસીંહનું ઠગાવું.

૯. શિયળવતી ને ધીરજ એક વડના ઝાડની નીચે છુપાઇને વિસા-

મો લે છે, ત્યાં જાસલ મતીમનોહર માટે ભાત લઇ આવે છે. ત્યાં શિયળવતીને પકડવા નીકળેલાં વજીરનાં માણસો જાસલને ઉપાડી જાય છે. પાછળથી મતીમનોહરને સુમરો આવે છે. ભાઇ બેનનો ભેટો થાય છે. શિયળવતી જાસલના ખબર આપે છે, જેથી તેની શોધ ચાલે છે. શિયળવતી સત્યસિંહની શોધમાં નાના ભાઇની રજા લઇ નીકળી જાય છે.

૧૦. ઢંઢણુપાળ કાશીમાં આવ્યા પછી તેની બેન મોહનીને પોતાના મિત્ર અચળસિંહને સોંપી પોતે ઇગ્લાંડ શેહેનશાહ પાસે અરજ કરવા જાય છે.

૧૧. સોનેરી ટોળીના બનાવટી ગવરનર સાહેબની ઢંભીસીલ મુલાકાત લે છે. અને પોલીટીકલપર હુકમ લખાવી વિદાય થાય છે.

## અંક ૩ જો.

૧. શીળવતીને ધીરજ શેહેરની બહાર પોતાની સ્થિતિનો વિચાર કરે છે.

૨. અચળસિંહ, મોહનીને કાશીથી પોતાને ગામ તેડી લાવે છે. ત્યાં સ્ટેશનપર શિયળવતી આવેલી છે, તે અચળસિંને જોઇ મોહ પામે છે.

૩. મોહનીપર અચળસિંહ મોહ પામ્યો છે, તેથી તેને પ્રેમની માગણી કરવા નિમીતે દાસીઓ મારફત શૃંગારી વસ્તુઓ ભેટ મોકલે છે, પાછળથી પોતે આવી લગ્નની માગણી કરે છે. મોહનીનો પ્રેમ સત્યસિંહપર દ્રઢ છે, તેથી અચળસિંહના ઉપકારને નહીં ગણતાં પરણવાની ચોખી ના પાડે છે. અચળસિંહ ઉદાસ થાય છે.

૪. શિયળવતી જોગી પોશાકે એક દેરામાં પ્રેમપીડાનું ગીત ગાય છે. ત્યાં અચળસિંહ દરશને આવે છે. તે ગીત સાંભળી જોગી-

ને મોહની પાસે ઉપરનું ગાયન સંભળાવવા તેડી જાય છે.

૫. કપટખાં વજીરથી ખુટી રાણીને મળ્યો છે. તે બન્ને જાસલને છોડી મુકવા વજીરને યુક્તિથી સમજાવે છે.

૬. કેદમાં પડેલી જાસલપર વજીર જૂલમ ગૂજારે છે, પણ તેની માગણી કબૂલ ન કરતાં કુંવરનું રટણ કરે છે, ત્યાં રાણી ચંચળવતી કપટખાંને ખુટવી છુપી રીતે જાસલને મળે છે, ને તેને બચવાની યુક્તિમાં ચોવીસ કલાક મુર્છા રહે એવું ઝેર આપે છે, તે જાસલ ખુશીથી પી મુર્છાગત થાય છે. પાછળથી વજીર આવી તેને મુએલી જાણી તેને દટાવવાનો હુકમ કપટખાંને કરે છે.

૭. જંગલમાં બારવટીયા તથા કુંવરને એક ગઢવી જાસલના મૃત્યુ પામવાના ખબર આપે છે. તેથી કુંવર મુર્છીત થાય છે, તેવામાં જાસલને બચાવવાનો રાણીનો પત્ર લઈ સવાર આવે છે, તેની સાથે સૌ જાય છે.

૮. મોહનીનો પ્રેમ અચળસિંહપર ખેંચવા શિયળવતી પ્રેરણા કરે છે. પણ મોહની તેને સત્યસિંહ જાણી તેની સાથે પરણવાની માગણી કરે છે આ વાતથી અચળસિંહ ગુસ્સે થાય છે. તેને શિયળવતી યુકિતથી શાંત કરે છે. દરમ્યાનમાં સત્યસિંહ ત્યાં મીજમાન તરીકે આવે છે, ને ભાઇ બેન મળે છે. અચળસિંહ મોહનીનો હાથ સત્યસિંહને સોંપે છે. ને સત્યસિંહ શિયળવતીનો હાથ અચળસિંહને સોંપે છે, ને સૌ પોલીટીકલ પાસે જાય છે.

૯. ઈંગ્લાંડમાં ઠંઠણપાળ અંગ્રેજી લીબાસમાં ફરે છે. તેને એક

ગૃહસ્થ સ્વદેશનો પોશાક રાખવા વિશે શિખામણ આપે છે. ને ઠંઠણુપાળ ત્યાં નહીં ફાવવાથી નિરાશ થઇ સ્વદેશ પાછો ફરે છે.

૧૦. જાસલને જ્યાં ડાટી છે, ત્યાંથી કપટખાં તેને બહાર કાઢી જાગૃત કરે છે; તેવામાં સુમરો વિગેરે આવી પહોંચે છે, બાપ દીકરી મળે છે. કુંવરને મુર્છામાંથી જાસલ જાગૃત કરે છે, તેવામાં વછર આવે છે. તેની સાથે કુંવર લડે છે, દરમ્યાનમાં રાજારાણી સત્યસીંહ વિગેરેનું આવવું થાય છે. અને વછરનું ભોપાળું ખુલું થાય છે.

૧૧. પોલીટીકલ પાસે વછરનાં તમામ ભોપાળાં ખુલ્લાં પડે છે. ધર્મરાજાનું કુટુંબ ભેળું મળે છે વછરને દેશનિકાલની સજા થાય છે. બારવટિયાને નિર્દોષ ઠરાવી છોડી મૂકે છે. ને સત્યસિંહને તખ્તનસીન કરે છે. બાદ અંગ્રેજ સરકારનું રાજ્ય અવિચળ રહો એવું સૌ ઇશ્વર પાસે માગી નાટક સમાપ્ત થાય છે.

## મુખ્ય પાત્રોનાં નામ.

| | |
|---|---|
| ધર્મરાજ... ... ... ... ... | વિલાસપુરનો રાજા. |
| સત્યસીંહ ... ... ... ... | તેનો પાટવી કુંવર. |
| મતીમનોહર ... ... ... ... | તેનો નાનો કુંવર. |
| ચંચળવતી ... ... | ધર્મરાજની રાણી ને જારસેનની બેન |
| શિળવતી ... | ધર્મરાજની આગલા ઘરની પુત્રી સત્યસિંહની બેન |
| પ્રમાણીકલાલ... ... ... ... | ધર્મરાજનો દિવાન. |
| ધીરજ ... ... ... ... ... | ...તેની પુત્રી |
| હિમત ... ... ... ... ... | તેનો પુત્ર. |
| જારસેન ... | ધર્મરાજનો સાળો, ને વિલાસપુરનો વછર. |

દુર્મતિ ... ... ... ... ... ... તેની સ્ત્રી.
હંબીસીંહ / કપટખાં } ... ... ... ... વજીરના હજુરીયા.
સુમરો ... વિલાસપુરનો ગરાશીયો પછીથી બારવટીયો.
જાસલ ... ... ... ... ... ... તેની પુત્રી.
ઢંઢણુપાળ ... ... ... ... ... ઇચ્છાપુરનો રાજા.
માનવતી ... ... ... ... ... ... તેનીરાણી.
મોહીની ... ... ... ... ... ઢંઢણુપાળની બેન.
મદન ... ... ... ...ઢંઢણુપાળનો હજુરીયો.
અચળસિંહ ... ... ... ... ધર્મ નગરનો રાજા
પોલીટીકલ .. ... ... ... ઇંગ્રેજ અમલદાર.
નોકર, સિપાઈ, ગવૈયા, દાસીઓ, વીગેરે.

# રાજતરંગ નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### ઇશ્વર સ્તુતિ.

અહા કેવી લીલા, અકળ પ્રભુ તારી,
તંત્ર સકળ તુજ, હાથ મુરારી;
ભવજલમાં બે નોકા ચાલે,
સત્ કૃતિ દુષ કૃતિ, ની શી ન્યારી. અહા.
કૃતિસમ મતિ ગતિ, જોવાને જન આ,
ચિત્ર નિહાળે ચારૂ;
ઉર અનુરાગીએં, એ મુખ માગીએં,

જેથી પામે ભુક્તિ, શક્તિ ભક્તિ ઉક્તિ મુક્તિ નરનારી. આહા.
તારે આધારે, ઘડી આવી ઘટના,
સુધરે જો, સંસારી;
તુજપર રાચીએં, મંગળ યાચીએં,
દેવા દેતું શુદ્ધિ, બુદ્ધિ, વૃદ્ધિ, રિદ્ધિ, સિદ્ધિ, સુખકારી. આહા.

( ૨ )

સદા જય હો, સભાસદ સૌ, વદે મુખથી સદા જય હો.
નિરંતર ભુપ, રાણીના, રિપુઓનો વળી ક્ષય હો.
કુલીનોનો, શુણીલોનો, સમય સુખથી પ્રભા મય હો,
પ્રજાની સાથ. રાજનો, સુગમતાથી પરિચય હો.
મારી સાથે, પરિચય જેનો, સમજો તેનો રાજા સાથ,
વાહ વાહ શો, જવાબ વાળ્યો, વજીર રાજનો જમણો હાથ.

( ૩ )

ખુશી ખુશીરે સઘળા સાજનો, આજ વજીરને રાજનો. ખુશી.
પુરજનને આ વધામણી છે, સમજુ શાણાં પટરાણી છે:
રાજ કેળવી જાણ્યું એણે, કરી પરિક્ષા પુરી જેણે. ખુશી.
કચેરીમાં ઉછરંગ આનંદ, વરત્યો વાત જાણતાં;
પરખાઇ ગઇ પુરજનમાં મહારાજની પણ શાણતા. ખુશી.
વારી જાઉં વજીરપર, ઓવારણાં લઉં હર્ષથી;
પોશાક પામ્યા રાજનો, સંતોષ આપો દર્શથી. ખુશી.

( ૪ )

આપેલી પદવી દીપાવજો મામા, સંતોષ જેમ ફેલાય પ્રજામાં
જાણે ધર્મનો મર્મ વિવેકી, તજી દેશો ન ન્યાયકે નેકી. આપેલી.
નિશો અમલ તણો ભાન ભુલાવે, ક્રુર બનાવી કુકર્મ કરાવે,

મર્કટ પાન કરે મદિરાનું, પુછવું શું પછી ઉન્મત્તતામાં. આપેલી.
સુજ્ઞ અમલ વડે અંધ બને છે. ભૂષણ ભુલીને દુષણ લેછે,
જોઇ વિચારીને ચાલશો પ્રીતેં, પસ્તાવો ન થશે પડદામાં. આપેલી

( ૫ )

આધીન આધીન મારે, રાજાને પ્રજા,
નિષ દિન લુંટી ઝુંટી તનમન, માણું હૂં મજા,
ચાલાક ચાલાકને, આપી દઉં રજા. આધીન.
રજની દિવસ થઇ દાસ, રહે જે જે પાસ,
ધર તેનું ભરૂં હવે કેમ ડરૂં, પરવા ન ધરૂં;
અવળો ચાલે તેને કરૂં, સખ્ત સજા. ચાલાક.

( ૬ )

એનો ભાર શું રે, હવે વાર શું રે, એની છબેં પડાવું હું હા;
જ્યારે થાઓ જમાઇ, ત્યારે મારી સરસાઇ, મુને પાડનાર છે, કોણ ના,
મારો ઝીલનાર છે કોણ, તા. એનો.
કંથ પીશે પુછી પાણી, સ્નેહ આણી, ચતુરશું આખું ચલાવીશ રાજ,
માણવી પછી માનીતી મોજ, પુરો રાખીને પેહેલેથી બોજ. એનો.
માન મૂકી થાયનારી, એ કુમારી, બંકો બને તોલો જમાઇ રાજ.
પાય પડે, આખૂં રાજાનું તાજ, મુછું મરડી ચલાવું હું રાજ. એનો.

( ૭ )

હવે નહીં બાકી રહે સંકટની, રાજમાં સત્તા થઇ લંપટની, હવે.
ભોળા પિતાએ ભર્યું આ પગલું, ખબર નથી ખટપટની;
એમને ખબર નથી ખટપટની. હવે.
હંસ સ્થળે બગ આવી બેઠો, ઘટશે ગંગા તટની,
શુદ્ધતા ઘટશે ગંગા તટની, હવે.

( ૮ )

હવે લાજ લાજ, નહીં ગાજ ગાજ, નથી તારૂં રાજ,
શું મુખ લઇ બોલે રે.
નહીં જાણુ આ કાચ ચમકતો, જાણુ રત્ન જામેલ,
પહેલ પાડેલ, ચતુર ચમકેલ, હશે જે છેલ જશે તે મહેલ;
રહેશે પડી તારી પતરાજ. હવે.

( ૯ )

જાજા નથી હું તુંથી ડરતી, કુટણી થા ચાલતી, જાજા.
સુતી સિંહણુ જગાડીને શીદ, વગર મોતેં મરતો;
રહે ન ઉભી કર મુખ કાળું, ધ્રુજે આ ધરતી. જાજા.
પ્રાણુ તણી પરવા જો ધરતો, ફરી નહીં ફરતી;
જા જઇ કે તુજ કંથ કપૂતને, નથી લેશ ચળતી જાજા.

( ૧૦ )

ઘેલાં કીધાં ( ૨ ) એ કાનુડે કામણ ગારે,
મીઠું મુખ વદનારે, મોહની લગાડી;
ઓ આલી કાળજું, અલબેલે નાંખ્યું કોરીરે.
ચિત્ત છબીલે લીધું આ ચોરીરે.
કેવી છેલ્લાની શિર જોરીરે.
મારે વાલેરે ખેંચી દોરીરે. ઘેલાં કીધાં.
કુળની લજ્જાનો હવે કાંઇ, ભય ન મળેરે,
જીવનજીનું જાદુ પાછું, નહી વળેરે,
વસી કરણુ મંત્રેં કર્યાં રે, પરવશ સૌનાં પ્રાણુ,
લોચન બે લલચાય આ, માર્યા મોહક બાણુ,

રહી છે છાતીમાં છુપાઇ રે, મનહર મોહનની મૂર્તિ;
હવે એ છોડયા નાં છોડાય, અધર રસ ક્યારે પીને પાય,
માન મૂકાવે તોય ન આવે સુંદર વર એ હાથ,
સાહેલી, મદ ઘેલી, જા વ્હેલી, મન મેલી, કર કેલી;
રસ રેલી, પ્રભુ બેલી થશે. ઘેલાં કીધાં.
કોણ તુંને વારે, સ્યામ સાથે તારે, વેર શું છે એવું વધારે.
નંદજીનો લાલ ભેદુ છે ભારે, પળ પળ પ્રીતી વિસારે;
કોટીમાં નટવર કેને સંભારે, પણ પ્રાણાધાર,
• ઉરના એ હાર, આવે છે પ્યાર, બોલાવે એ ક્યારે;
પ્યારો વિરહીની પિડ પેખી, ઘેલાં—

( ૧૧ )

ઓ કુટીલ અંધ કામી, જા શાપ તુંને દઉછું,
જો શુદ્ધ સદા રહી હું, તો વચન પળો કહુંછું;
હું કુંવારીકા બીજું શું કહું, નકી નાક ખોઇશ ગમાર;
કર કાળું મો અહીંથી તારૂં, નહીંતર ખાઇશ પેજાર. ઓ.

( ૧૨ )

જોયા મામા કોણુ કૂળ ધર, શુદ્ધ સરોવર આગળ છીલર શું,
દિનકર શું છે તારા સરખો, નરવર નોકરને પરખો. જોયા.
ઉંચે જઇ કાગ બેસે કદી નહીં, ગરૂડનું રૂપ તમે ગણુશો. જોયા.
ખોટા ગર્વ ધરે, ક્યાંથી અર્થ સરે, મિથ્યા રાખે દંભ,
ઠુંમ ઠનનન, ઠુંમ ઠનનન, નચવે હયને દાલી એતો ઠકસાઇ,
જંબુક કર ઘાલે સિંહ ગુફામાં. જોયામાં.

( ૧૩ )

લાગી આશી ધુન, હારે મુંને લાગી આ શી ધુન,

ધીમી ધીમી લાગી આશી ધુન.
કામ ચોરી શું મારી લઘુ વય, બીજો રંગ જમાવે. લાગી.
રમત ન રૂચે, શરમ સતાવે, જોબન વન મન મોર નચાવે. લાગી

( ૧૪ )

જો સ્વામિ મળે શાણો, સુખી ગણું સંસારમાં,
ભાગ્ય ભલું ફળે કોડીલો જો મળે; પ્રેમ નેમ. જો.
મળે સાસરીયું સુખ દાય, લાવો લેતું ઉર હરખાય.
એવો દી દેખું, સુખ લેખું, ભરથારમાં. જો.
મારા સુખ તણો નહીં પાર. પામું યોગ્ય ભલો ભરથાર.
સુરંગમાં જો.
મારી સમ વય તરૂણી સંગ, ઝીલું નિતનિત નવલે રંગ ભુવનમાં જો.

( ૧૫ )

પ્યારા પલંગે પધારો હું નવજોબના રે.
રતી રમનાર, ચિત્ત હરનાર, છો ભરથાર, મારા. પ્યારા પલંગે
કેવા હુંશિયાર, કેવા હુંશિયાર, રાજા રજનાં મન ગમતા,
થશો રસ બસ રંગે રમતા, પેખું રાણી જનયા રે મળતાં,
હે કુમાર, પ્રાણાધાર, હૈયાહાર છો, રાજપુત રીત;
પ્યારી ન્યારીરે, નરવર રંગે રમતાં. પ્યારા પલંગે
છોડો ક્ષણવાર છોડો ક્ષણવાર, મુંને હમણાં જઇ આવું રાણી
શું વદો આ મિથ્યા વાણી,
ક્યાં લઈ જાઓ આમ તાણી,
પ્રાણ નાથ;
છોડો હાથ;
ચાલો સાથતો, જાત ભાત આજ ભાળી તારીરે,
રજપુત નથી પાણી

પ્યારી પલંગે પધારૂં કેમ કરી અંગના રે,
નથી હું નાર, ક્ષત્રિકુમાર, રાખો લાજ મારીરે — પ્યારી.
કરૂં શાહાબાસી આજ, ચાતુર્ય તારૂં જોઇને,
કરીશવશ તુજ નાથ, રેશે નિપ દાન મોહીને,
પ્યારા પલંગે

વિરહે વ્યાકુળ, વિરહે વ્યાકુળ. પ્યારી સેજપર ચાલ પોઢીએ,
આજ લઉં સુખ સ્વામીનું, પણ શું થાય ભામિનીનું,
જીવનહાર, મળે ગમાર, કરે ખુવાર તે, ક્ષત્રી બીજ:
વીણુ પ્યારી ન્યારીરે નરવર રંગે રમતા. — પ્યારા.

( ૧૬ )

જનમ કેમ જમને દ્વાર જાશે, દુરજનથી દુ:ખ થાશે.,
મરશે માતા મારી વાંસે, ખબર શું પડશે આ અવાસે.
બાળકને બાંધ્યો પાશે. — જનમ.
રાજનગરમાં રાચતો, અવિચળ ગણુતો સુખ,
અકળ કળા અવિનાશીની, ક્ષણુમાં થયો વિમુખ:
પ્રબળ બળ ભાગું નહીં છુટાશે. — જનમ.
અધમ જન જોતાં જીવ ત્રાસે, નસીબ નબળું તો.
અહીં પ્રકાશે,
મૃત્યુનું બાર ભાસે. — જનમ કેમ.

( ૧૭ )

રમણીક અતી દેખુ, રાજવંશી રૂપાળો,
મદનસમ સ્વરૂપે, પાંજરે સિંહ ઘાલ્યો;
શશિ અતિ અવરાયો રાહુથી સ્યામતાઇ,
ઝગ ઝગ રહી કાંતી, તોય તેવી જણાઈ.

( ૧૮ )

અવતાર લીધો અવની ઉપર, રમવા કુંવર નિહાળોરે,
પ્યારની પ્યાસી થઇ વનવાસી, ધાર્યો છે આંહીં ઉતારોરે;
ફરતાં ફરતાં શોધ આદરતાં, થયો મેળાપ તમારોરે.
કામણગારા કામણ કીધું, નેહ નાંખ્યો કાંઇ ન્યારોરે. અ.
અનીરૂધે ઓખાતણું અંતર જીત્યું જેમ.
કારા ગૃહમાં કેદ થઇ કર્યું તમે પણ તેમ;
આવ્યું અનાયાસ અમૃત ચાખો, કરો સફળ જનમારોરે. અ.

( ૧૯ )

રમણી રમવા શું ઇચ્છોરે, મારાંરે ધન્ય ભાગ્ય, ભાગ્ય,
રમું રામા. રમણી.
રમું શી રીતે, રમું શારીતે, રમું શી રીતે,
અમર અંગના,
હું મૃત્યુ ભુમિ માનવી; ( ૨ ) જાનવી છો તમેરે,
સુંદરી જાનવી છો તમેરે. રમણી.
મનુષ્ય દેહી, મનુષ્ય દેહી, મનુષ્ય દેહી, શું ધરી દેવી
સેવક સાથે રમવારે.
કાળા ગૃહમાં પડયો પ્રેમદા, પાવન કરશોરે.
સુંદરી પાવન કરશોરે. રમણી.

( ૨૦ )

રમું રસીક રાજવી અહીં આવો,
લીઓ લલીત લાલ લગની લાવો,
અમ રમત રસીલી નથી સેહેલી,
કેમ ખેલી શકશો અલબેલી,
શુણી વાણી, જોઉં પાણી, છો કેવાક જાણુવી,
દીવ્ય રાણી, દીઠાં શાણી, હવે મોજ માણુવી.
ખેલો ખેલ, છેલા વેહેલા.

પાસા પાસ પહોંચો પ્હેલા.
આવો બહાર અલબેલા.
થાશો નહીં એમ ઘેલાં.
આમ નરમ બોલવું નવ છાજે,
શિરપરે વેરી વસમા ગાજે      રમું.

( ૨૧ )

સદા વિલાસી આમ વસે છે, આમ વસે છે,
આમ વસે છે.      સદા.
સરોવર તીરે મોતી નીહાળી, સમજી મનમાં સુભાગ્યશાળી.
હંસ હસેછે પ્રેમ ડસેછે.      સદા.
નાદ સાંભળી દોડે હરણાં, રહી જાય છે મુખમાં તરણાં,
તરત ફસેછે, ભાન ખસેછે.      સદા.

( ૨૨ )

એજી મારા રાજા, પ્રેમના પ્રસંગી, મુને પ્રાણથીતો પ્યારાછે, એજી.
અતિરસ ભીની આંખડી એની, પ્રીતીની લહેરો પડે છે.
મોસમી ગુલાબનો એ, રસ ચુસનારા છે.–      એજી.
પુર્વના રાગી, હોય જે પુરા, રંગ આ તેને ચડે છે,
એવા નરો સુંદરીના, નયનોના તારા છે.––      એજી.

( ૨૩ )

તું છે મારો ચંદ્ર, હું તારો ચકોર,
ચિત્તડાનો ચોર, કાળજાની કોર, તનડાનો તોર,
મનડાંનો મોર, લોભાઈ લાલમાં, વારી જાઉં.
વ્હાલમાં, તાળી દો તાલમાં, જામે તો જોર–તુંછે.

( ૨૪ )

રહો અવિચળ અમપર કંકણપાળ,

સરસ્વતિ પ્રસન્ન અતિ ભૂપાળ.
નિપ દિન ગુણીજન તન મન, મહીપાળ. રહો.
ગાએ ગવૈયા સુર તાલ સાધી સાધી.
મૃદંગ મેળવી જુઓ લે કેવી બાંધી.
ધા કીડાન ધા, ધીતર કીટીટક, ધા કીડાન ધા ધા કીડાન,
ધપ મગ પમગરે મગરે સા, ગરે સા સા. સુર સારે,
નાચે હારે હાડ બારે, દરબાર રહો.

## અંક ર જો.



( ૭૫ )

સુણો સ્વામિરે, ( ર ) રાજ વાલાજી અંતર જામી, સદાય રહો સંગેરે:
પીયુ સોંઢો વિદેશ તણો વાટે, રે છે અંતર અધીક ઉચાટે. સદાય.
શરદનો શણગાર ચપળ નયણો નાચે, વિવીધ તરેહ હાવભાવે મુની રાચે. સ.
રૂપાળા રંગીલા એવું ન ઘટે તમને નાથ મારા અળગા રહોમાં,
હેમંતની વિકટ વેળા, શિયાળો ગાળવા ભેળા, નોધારાં કેમ,
રેવાએ, એકલડાં કેમ રેવાએ, પ્રેમી જનને પ્રીતમ છેલ
દીઓમાં રૂપાળા.
રૂતુરાજ આ વસંત આવ્યા હો પતિજો,
ધરી ભૂમિએ પચરંગી સાડી ઓપતિજો,
પીયુ પામી મજાહારી કરે સુંદરી જો,
રૂતુરાજની સવારી ન્યાળતા ફરીજો; રૂતુરાજ.
વિશ્વ રૌદ્ર રસે છાયું ગ્રીષ્મમાં.
સુકી ભામિની ભૂતળ નાર, વાલા સુણો વિનતિ,
કેસુડાનાં સુગંધીત વારીએ, નાયે દંપતિ પ્રેમ અકોર. વા.

એવે સમયે વિજોગની વારતા. એ શું બોલો સ્વામિ ચિત્તચોર. વા.
સ્વામિરે કહો છો સાચું, તો હું રૂદે રાચું, અબળા કહેછે;
સમજી ચિત્તમાં વિચારો.
અવનીપતિ--પરજન્યનીહાળી, લીલો કમખો સજી બેટવા ચાલી,
સ્વામિરે સલુણા. સુણો.

મેલો મેલો વિદેશની વાતરે, નહીં દઉં જાવારે,
રહો નેણુ સંધાતે જોડી નેણુરે, દિન જાય આવારે.
વાલા વારે વારે શું કહીએ. છો સમજુ સ્વામિજો;
સમ દઇએતો સમજી લઇએ, કહું શીશ નામીજે. સુ.

( ૨૬ )

ચોરી ચિત્ત ચાલ્યો, ચતુર ગુણવાન,
ગુણવાન, મારી બાણ, હરી પ્રાણ, છું અજાણ. ચોરી.
રતિપતિ આવ્યા, મોહ જાળ લાવ્યા, પ્રેમી પરદેશી જાણે,
રૂઠ્યો બીજે ભાણ, ચાલ્યો.
નેહ થકી નીહાળી, કામ જ્વાળે પ્રજાળી,
શૂરવિર સરદાર હરી ગયો શાણ. ચોરી.

( ૨૭ )

ઝુલો ઝુલાવું, જાઉં જીવન વારીરે; ઝુલો.
લાવ્યા શુંને શું લઇ જાવું, ચાર દિવસનું ચટકું જાણો,
માણો મોજ મણાવું રે. ઝુલો.
રસ નાયક શું જોઇ રહ્યા છો. આડી નજરે મારી સામે,
જોડું મળ્યું નથી આવું રે.

( ૨૮ )

સોળ કળા સંપુરણ એ, મદન માણીગર બંદલો,
એ છે મારો રાત દિવસનો, હજુરીયોને રંગલો,

ચૌદ વિદ્યા ગુણવાન જાણુતું, શાને માંડે ઘરમાં કાણુ તું.
રાજ રમકડું મળ્યુ માણુતું, હળી મળીને લેને લાણુ તું,
કળા એકેકી લાખની, વણ મૂલે શિખાય,
હું શિખું તું શિખને, ખુવાર શીદને થાય,
રાજ ભુવનનું ખરૂં ઘરેણું, જાણુ હલામણ જેઠવો. શોળ.

( ૨૯ )

કરી હિંદની હરાજી ભેળા, મળી સરદાર,
રૂડા રાજવીર બન્યા બહુ, ખેતર પાળ,
તેમાં હદવાળી પુરી તમે, ઠઠણપાળ. કરી.
ક્ષત્રિ બીજ શુદ્ધ રહ્યાં ન ભારતમાં,
દૂર ગુણ અનાચારે, ઘર કર્યા પાળકમાં;
હાજી યા હજુરમાં ભર્યા દરબાર. કરી.
શૂરવિર ધીરવિર હતા જ્યાં, રાજમાં,
બુલંદ વિચાર નિત્ય કરતા, સમાજમાં,
પાસવાન થયા ત્યાં મદન મજાદાર, કરી
શાણી સરકાર સુધારવા મથે બહુ,
દેશી રાજ પદ ભ્રષ્ટ થવા ઇચ્છે સૌ;
ભાગ્ય દેવી ફરી હિંદ હકદાર. કરી.

( ૩૦ )

સખી કરવું હવે તે શું, કહેની, પ્રપંચથી ડરૂં હુંતો બેની,
પુરી બેને અહીં પાપી ગયો છે, અમારો એ ખરો શત્રુ થયો છે,
સમજતો શું હશે એની મનેએ, જશે આ જીવ તોએ નહી બનેએ,
સગી માતા નથી બેઠી કરૂં શું, વળી ભાઈ રહ્યો છોટો મરૂં શું.

( ૩૧ )

લાડીએ વરને છેતર્યો,

મામા મારા મુળગું ન દેખે, લાડીએ.
વજીર થઇને નવ ધરાણા, લાભે લોભે ભલા ભરાણા.
કામાતુર કોડે કપાણા, કરમી કુપ ઉતર્યા. લાડીએ.
આનંદ મારે ઉર અતિ, બંધાવા સુઝી ઠીક મતિ,
કરમ તેવી થઇ ગતિ, પુરા ભરી વેતર્યા. લાડીએ.

( ૩૨ )

ધીક્ક છે ધીક્ક ઓ કુળ અંગાર જનુંની લજાવી તારીતેં
પાતકી; તું જેવો ઘાતકી ન કોઇ થનાર,
ધીક્કાર, સો વાર, પેજાર, ખાનાર, દુષ્ટ તું;
દાબી શકયો ન વિકાર, યોગ્ય નથી તુંને,
આ અધિકાર, મિથ્યા કર્યો ભૂમિ માતને ભાર;
જાત વિના કદી બાત પડે નહીં,
નિર્લજ નકી નથી છોડનાર. ધીક્કાર.

( ૩૩ )

પ્રીતીની લે એંધાણી, આપું છું વચન શાણી,
પકડું હું પ્રેમે પાણી, સુખ દુઃખની સાથી જાણી. પ્રીતી.
ગરાસ તારા બાપુનો, વાળું જ્યારે ઘેર;
પગ તવ ધરશું પ્રેમદા, જાણો નિશ્ચે શેહેર.
પૃથ્વીનું રાજ છોડું, પ્રતિજ્ઞા નવ તોડું,
બારવટીયા ભેળો દોડું, વન વગડે ખીંતા ખોડું પ્રીતી.

( ૩૪ )

પુરણ પુન્યા પ્રીતમજી શ્રી હરિ
નહીંતો ક્યાં આપને હું વળી;
લલીત લલના લગન લાગી ખરી,
પુરવ પુન્યે પ્રીયા પામ્યો પરી.

જાણુતી નોતી થશે, શું પળમાં,
નિરખી નરવર, નિરખી નરવર.
બની હું બાવરી. પુરણ.
પુષ્પ શિરોમણિ પારી જાતક,
માનની મનહર, માનની મનહર,
દીસે તું સુંદરી લલીત લલના.

( ૩૫ )

બાંધુ હું ગાંઠ તમારી, સુખી રહો નરનારી,
દંપતિ સદા સંપીને, ભવ સાગર તરશો ભારી.
મન વચનને કર્મથી, અર્પુ મારો હાથ,
પ્રાણ સમાન સ્વામિ ગણી, સેવા કરૂં દિન રાત.
સુખ દુઃખમાં સાથે રહું, લઉં પ્રતિજ્ઞા વિચારી. બાંધું.

( ૩૬ )

હવે ડર નથી રહ્યો મનમાં, એ નિડર નફટને કપટ કરી,
ઠીક બાંધ્યો બંધનમાં.
સખી સ્ત્રી ચરિત્ર પણ, ઠીક કર્યું એ અવસર,
નહીંતર પકડાઇ જાત જરૂર લંપટ કર.
બહુ દેખું હુંનર ઘર ઘર, ખર સમ પામર,
નથી નિતિ રહી દ્રઢ જનમાં રે. એ નીડર.

( ૩૭ )

પીયુ સંગે, રસ રંગે, રહીશું, રમીશું, જમીશું. ઉછરંગે,
ભાત ભાતનું ભાત હું લાવી. આવી ઉમંગે.
ચડવાનો રંગ અંગે. પીયુ.
ભર જંગલમાં મંગળ મારે, પ્યારા પ્રસંગે વશ કીધીરે;
ઉમંગે. પીયુ સંગે.

( ૩૮ )

સંસારમાં સાર, વિચારમાં પ્યારથી રે,
દઈ સુખ આશા. વિધી આપે છે અંતે નિરાશા.
રહો મોઢું વકાસી, ઉદાસીની ફાંસી, કંઠ મહીં પડનાર.
એમ નસીબ પાસેથી જાવું કયાં નાશી. સંસારમાં
ચાતક ચાંદની પીવા ચહે ત્યાં, વાદળ વચે થનાર,
એમ નસીબ પાસેથી જાવું કયાં નાસી. સંસારમાં.

( ૩૯ )

હૃદય કેમ વાળુંરે, લાગ્યું ધ્યાન સત્યસીંહ તારૂં. હૃદય.
રાત દિવસ હું જોઉં રાહતારી આશામાં દીન ગાળું. હૃદય.
અચળસિંહમાં નથી મન મારૂં, સાથે જાવું અકારૂં. હૃદય.
સત્યનો બેલી રાખે લાજ મારી, દેવતા સાથે દારૂ. હૃદય.

( ૪૦ )

કેવી ખીલી રહી આ ફુલ કળી,
ફુલ કળી તાજી ઉજળી. - કેવી.
સુંઘી નથી હજી કોઈ જનેએ, ચુંટયા વિના લળખાય વનેએ,
તે મન મોહીની આજ મળી. કેવી.
કોણ થશે એનો અનુરાગી, હશે ભ્રમર ક્યાં એ સદ્ભાગી,
કે ઈચ્છા શું મારી ફળી. કેવી.

---

## અંક ૩ જો.

( ૪૧ )

ઉભી રહે જરા ખરે, હુંથી નહીં હલાયરે.
આમ અગન, આમ ગગન, આમ વ્યાધ ધાયરે. અરે. ( ૨ )
આમ સિંધુ, આમ સિંહ, ક્યાં હવે જવાયરે. અરે. ( ૨ )

આમ ક્રુર દૈવ આમ, શત્રુ પુંઠ રહાય રે. અરે. ( ૨ )
પાય જાય થાકી આખી કાય બહુ સીદાયરે. અરે. ( ૨ )
એની લેની સાંભળી તું હુંથી નહીં હલાયરે. અરે. ( ૨ )
પ્યારી મારી જો વિચારી, કેમ અહીં ઉભા યરે. અરે. ( ૨ )
ગાજી રહ્યા શિરપર અરિ, બહુજ લે ઉપાયરે. અરે. ( ૨ )
અમીત ભ્રમીત ભાગ્ય મારૂં, ક્યાંથી, સ્થિર થાયરે. અરે. ( ૨ )
છે નસીબ હાલમાં ન કામ, હાય હાયરે. અરે. ( ૨ )

( ૪૨ )

વાહ સુંદરતા ( ૨ ) શી લાગે પ્યારી, છે મુખ મુદ્રા મન હરનારી,
આવી એણે મારી મુજને, કેવી હાંહા મોહ કટારી. વાહ.
કડણુ તીરનો ઘા કદી રૂઝે, પણ ન રૂઝે આ ઘા કારી, વાહ.
જેમ બાગમાં જોઈ રામને, થઈ અનુરાગી, જનક કુમારી. વાહ.
તેમ બની હું જોઈ નયનથી, નમન ગમન આ નરનું ભારી. વાહ.

( ૪૩ )

કરી નજર જુવો પ્રેમાળ, કેવા નરવર છે,
આ ઓઢો સાડી અંગ, અતિ સુંદર છે.
આ પ્રેમ મુદ્રીકા, પ્રેમ થકી કર પેહેરો, પહેરો,
આ લીઓ હાથમાં છબી, નિરખવા ચેહેરો.
આ કંચુકી છે કેવી બાઇ કસકસતી,
પેહેરીને ચાલજો, ચાલ જરા ધસમસતી.

( ૪૪ )

ચોમાસું પ્રેમનું, ચમકાવે વિજળી,
જો નહીં વરસ્યું, મન મૃગ તરસ્યું;
મરે તોતો જીવે ક્યાંથી, ચોમાસું.
કુમ પરણું, ઝરે ન ઝરણું, પ્રેમી ઝરણામાંથી,

સત્ય મારો, પ્રાણુ પ્યારો, સુખ દુખનો સાથી,
એનું નામ મધુરૂં, નહીં નહીં મુકું પળ નહીં ચુકું,
રટું પ્રીતે રસનાથી. ચોમાસું.

( ૪૫ )

ઉતાવળા ન થશો કહું સાચું, આપ ખરા કુળવંતછો, કુળવંતછો.
વિષય વેગથી મુક્ત બનીને, ધૈર્ય ધરો ગુણવંતછો. ગુણવંતછો.
આતે શું પ્યારછે, કે ઉપકાર છે. કેવો વિચાર છે રે.
પાછા ફરો, ઠામે ઠરો, ઉતાવળા.
સાન સજી સમજી તજી આવું, મોહ તરો મતિમંતછો, મતિમંતછો.
સૂચન શાણાને, દાબવો દાણાને, પીટવો પાણાનેરે,
ભ્રાંતિ હરો શાંતિ વરો. ઉતાવળા.

( ૪૬ )

જાણો પ્રેમની નેમ છે ન્યારી, ધારી ધારીને જોશો વિચારી,
નથી થાવું મારે આભારી, માટે ધાર એ મેલો વિસારી જાણો.
પ્રેમ વિલાસને કામ હુલાસની, લેશ ન રાખશો આશ,
અંતર મારામાં ચાહ તમારા, માં નથી ખરેખર ખાસ. જાણો.

( ૪૭ )

ખરૂં માન વચન તાન, તારૂં લાગ્યુ મુંને મોહીની,
નથી હાંસી, ફસ્યો હું પડી ફાંસી. ક્યાં જાય નાસી. પ્રેમનો પ્યાસી.
ત્રાસી, અંતરે પ્રકાશી, વિકાશી, જ્યાં સોહીની. ખરૂં.
નમ્ર નારી; થામાં ન્યારી, પ્રેમવારી, છાંટી પ્યારી, લે ઉગારી,
સમજી મારી સાન, સ્વીકારી લેતું, પ્રેમથી તારી દે તું.
મારી આભારી છે તું, નથી બીજીમાં મન મારૂં,
ગાઉં તારૂં ગાન, મૂકી માન ભૂલી ભાન. ખરૂં.

( ૪૮ )

હા એમતો જાણું હું ઉપકારને, પણ શું કરૂં નાવે શરમ પ્યારને,
એ વસ્તુ વેચાતી મળતી નથી, પુછી પ્રેમીઓને પામો પારને. હા.
બદલો નથી વળતો લાચાર છું, બગાડું નહી એના સંસારને. હા.

( ૪૯ )

હતું કુંદન જેવું, તેં રોળ્યું મુજ જીવન.
રિપુસમ થઇ મોહીની દશા કરી, હાય વિકળ મારી.
પડયો રંગમાં ભંગ, મનપર, રતિભર, સુખકર, વિધવિધ,
સાધન નહીં લાગે સંસારી, તેં રોળ્યું.
ભુલી, ભુલી, આદર મારો, તું થઇશ અપકારી,
નિશાન આજ ચુકાવ્યું તેં, મુકાવ્યુતેં, નકી નિપદિન,
આ ઘટ ભીતર, આ લટ ભ્રકુટી છે વસનારી.
ભોજન ખટ રસ નહીં હવે ભાવે, નહીં હવે રૂચે
શિતળ વારી. તેં રોળ્યુ.

( ૫૦ )

પ્રેમની પીડા કયાં કહીએ કાના, આવું નોતું જાણ્યું કયાં રહીએ,
ઉગ્યો ન ઓળખ્યો, હવે અંકુરો ખુંચે છે આ હૈયેરે.
મનને મનાવીએ તોય ન માને સુખ કયાં લઇએ કાના.
ખરૂં સુખ કયાં લઇએ કાના. પ્રેમની.
વૈદ મળેતો દર્દ મટેએ એના વિના અહીં વહીએરે,
કોણ બતાવે રસ્તો કે ત્યાં, જઇએરે કાના.
પ્રીતેં ત્યાં જઇએરે કાના.

( ૫૧ )

હુંતો પ્રેમ દેખું કયાં, હું પ્રેમ દેખું જ્યાં ત્યાં,

શી પિતા પુત્રની પ્રીતી, શી મિત્ર મિત્રની રીતી;
હદ વત્સલ રસની ક્યાં ક્યાં, હું પ્રેમ.
એ પતિ પત્નીમાં રમતો, એ ભક્તજનોમાં ભમતો,
એ રહ્યો છવાઈ ક્યાં ક્યાં. હું.
જ્યા પુરણુ ચંદ્ર ઉગે છે, તવ સમુદ્ર પણ ઉછળે છે,
ભરી વિદ્યુત એની ક્યાં ક્યાં. હું પ્રેમ.

( ૫૨ )

પ્રેમ પુરમાં તણાય નાવ મારીરે, ભૂલાવ્યું ભાન ધ્યાનથી ઉતારીરે.
જેને હું ચિત્ત ચહું, તેને મન અન્ય રહ્યું,
ભૂલ્યો ભ્રમર દેખું, કમળ વિહારીરે. ભુલાવ્યું.
પ્યારનું પાત્ર મારૂં, પરની પાસ ધારૂં,
પીવાની વારી મારી, કેમ આવનારીરે. ભુલાવ્યું.
પહોચ્યું ત્યાં ધૈર્ય ધરી, પછી થાએ તે ખરી,
જોઉં એ કોણ એવી, દિલ હરનારી છે. ભુલાવ્યુ.

( ૫૩ )

આફત આવી, ભાન ભૂલાવી, નીચ ફિતુરીએ. ફંદે ફસાવી;
પીયુને ભુખ્યા ત્યાં રઝળાવી; દુષ્ટ દશા અહીં ખેંચી લાવી;
તેના વિયોગે દુઃખ વરસાવી, સંકટ સરીતા પુર દરશાવી.

( ૫૪ )

રંગીલી રસીલી પ્યારી, કામની કટારી મારી, મુજ મન વશ કરનારીજો,
લલીત લક્ષણી છો લલના મુજ, ઉરવશી ઉર વસનારી જો;
તારી ખરી વાત ઘાત કરનારીજો. વારી વારી કહું નહીં ઠરનારીજો,
કાંઈક વિચારીજો, કાંઈક વિચારીજો,

અક્કલ ગુમાવી શું બેઠો, કાંઈ ધર્મ નીતિને ધારીજો.
માર નારી ધારી રાખ પરનારીજો.

( ૫૫ )

બુદ્ધિ છે તારી ઉંધી, આંખ્યોના ફુટેલા. બુદ્ધિછે.
ભૂલાવે તારૂં ભાવિ, નાક બેઠોછો ગુમાવી.
પ્યારી પારકી ફસાવી ખુટેલા, નસીબે ફુટેલા, આંખ્યોના ફુ.
ઘરમાં સબળા, કરમે નબળા, પરની અબળા બાળે,
ખુટેલા નસીબે ફુટેલા, આંખ્યોના ફુટેલા. બુદ્ધિછે.
ચેત ચેત વ્યભિચારી, સુવા વિષય વિકારી,
તારા મોત તણી વારી, છુટેલા, સુકર્મ ઘટેલા. આંખ્યો ફુ.

( ૫૬ )

માછ કાંઈ ન સુઝે, અંતર ધ્રુજે કેમ હવે કરવું.
નીચ નરોને પાસ પડીને, દુઃખ ક્યાંથી તરવું;
કુંવર કુંવર નામ સમરવું. કામ નથી સરવું.
દૈત્યને પંજે પડી ટળવળવું, એમાં નથી ઠરવું,
કોઈ ઉપાયથી મુક્ત કરો મુંને, નહીંતો નકી મરવું.

( ૫૭ )

લાવો લાવો લાવો, લાવો લાવો લાવો, એવી દવા આ વાર,
પ્રેમે પીઉં, પ્રેમે પીઉં, સુધાની ધાર. લાવો.
જો હું જીવું, જો હું જીવું, જો હું જીવું, તો પીયુને મળનાર,
નહીંતો મળશું, નહીતો મળશું, પર અવતાર લાવો.
હે જગદેવા, હે જગદેવા, જો તુજ સેવા, હોય કરેલ લગાર
તો સહાય કરજો ને મેળવજો, એ ભરથાર. લાવો.

( ૫૮ )

બાઓમાં છે બચવાની બારી, હાલા હામ જાઓ કાં હારી. બા.
રાખ્યો તમે મને ફુલની પેઠે, તેની સાક્ષી સૌથી મારી સારી.
સમજજો છે બચવાની બારી.

આંચ ઉની કાંઈ આવે જો, તમને,
તો મેં માતા મારી ભારે મારી. સમજો. છે બચવા.

( ૫૯ )

નહીં, તરસાવો મનાવો પ્રેમી પ્રેમ નીહાળી, પ્રેમથી વરસો રે,
પ્રીતીની રીતી છે અનહદ અટપટી, ચટપટી લાગે છે ચિત્ત;
જાતી નથી જીતી માનીતી થઈ ભીતી, લાવી કરે ભયભીત. નહીં.
પ્રીતી તણું પકવાન જમે છે એ, પીએ છે પ્રીતીનું નીર;
ઉંઘમાં ઝબકીને જુએ છે પ્રીતીનું, સુંદર એક શરીર. નહીં.

( ૬૦ )

ચિત્તના ચોરી જનાર જડયા જીવન નવ છોડશો,
અળગી નથી થનાર, ( ૨ ) હવે જીવન નવ ત્રોડશો.
છું રાત દિવસ રટનારી, દ્રઢ પ્રીત નથી ઘટનારી,
પ્યારા મારા પ્રાણાધાર ચેતી છું. બધો ચિતાર. હવે.
મન મોહન મનવશ કીધુંરે, દ્રઢ બંધન બાંધી દીધું રે,
માટે માનો સીધે સીધુંરે, ન જવાયરે વેશ ઉતારો.
આ વાર કરો મારો અંગીકાર. જડયા જીવન.

( ૬૧ )

ભરૂંસો રાખો ભૂલો ન કદાપિ નથી એવોરે,
હૃદય ચક્ષુ છે એનાં ખુલ્લાં, દોષ ન મિથ્યા દેવોરે.
સામાનું મન પરખે તેને, આંધળો શાને કહો કેવોરે. ભરૂં.
પ્રેમ વગર છે મેલ ભૂપનો, ભીક્ષુકના ઘર જેવોરે;
પ્રેમમયી ભીક્ષુકના ઘરમાં, હસી વસે સ્વર્ગના દેવોરે. ભરૂંસો.

( ૬૨ )

મેં તો જાણી લીધી તારી ચતુરાઈ, શું આ સાધુમાં ગઈ તું લલચાઇ

પાત્ર પ્રેમનું આ જેના તું, રહી હતી ગુણ ગણુગાઈ,
ખોળ કરત પણ મળત નહીં કદી, આવું જોડું જગમાંહી. મેંતો.
ભુપ તનુજા એક ભટકતા, ભીક્ષુકમાં શું ભરમાઈ.
બસ બસ મારો પ્રેમ ગયો છે, જોઈ તારી આ હલકાઈ. મેંતો.
નારી બુદ્ધિ કહે પાનીએ, એમાં શંશય નવ કાંઈ,
લગ્ન કરી દેવાનો આથી, તારાં હું તો હરખાઈ. મેંતો.

( ૬૩ )

તનથી સુંદર જેવી છો નાર, એવી છો મનથી,
શાહાબાસી આપું છું તુંને હું શાણી,
તારૂં તેં રાખ્યું છે પાણી.
તુજ દ્રઢતા, તુજ મૃદુતા, તુજ મમતા, તુજ સમતા, સાચી છે મનથી તનથી.
પ્રેમીની લજ્જા હું કયારે ન લોપું, દે જમણો કર સોંપુ.
સત શરણે, જઇ ચરણે, નમ નમણી, થારમણી. ભેટાને મનથી. તનથી.

( ૬૪ )

મારૂં જ્ઞાન ન જોયું તમામ, કોઇએ મારૂં જ્ઞાન.
કેવો આવ્યો જમાનો, આ આવ્યો જમાનો.
લોકોમાંથી ખરી ગઈ છે પરિક્ષા, ઉપરનો જુએ છે સૌએ દમામ, કેવો.
સુધરેલો દેશ જાણી, બન્યા સુધરેલા,
મજુરનું બોલાવી, આપ્યું તો નામ કેવો આવ્યો.

( ૬૫ )

ઉઠો નાથ નિંદ માંથી, આમ શું સુવાયછે,
પ્રેમની પરિક્ષા પુરી થઇ હવે હદ થાય છે. ઉઠો.
નાથ નિરખો નારીને, મુઇ નથી અકળાય છે. ઉઠો.
પ્રભાતે પિડા પડશે, રાત વિતી જાય છે. ઉઠો.
સ્વામ સુતા સાથરે, દાસી સાથે થાય છે. ઉઠો.

( ૬૬ )

જગત આ સુન્ય થયું મારૂં, હવે કંઈ લાગે નહીં સારૂં.
આશા વૃક્ષનું મૂળ કપાયું, જીવન છે ખારૂં.
મનોરથ એમ હતા મનમાં, બારવરૂં વેઠીને વનમાં.
પ્યારીને પરણી પુરણ આનંદે, મળીશ બંધુ જનમાં.
જોઉં ક્યાં જનસક્ષ મુખ તારૂં, આશા વૃક્ષનું.

( ૬૭ )

આવે જો મામો; વેર વાળું તારૂં આ ઘડી.
તીક્ષણ ધારી, આ કટારી, હૃદય કમળમાં, મારૂં પળમાં.
પ્રાણ તતક્ષણ જાય, ઉભો શું થાય. આવે.
રાજ ગાદીને પચાવી પેઠો, નિર્ભય થઇને ઘરમાં બેઠો.
મામો મારો દુઃખ દેનારો, ખડગ કાઢીને, શીર વાઢીને.
ધૂળ ધડ રોળાય, લોહી રેડાય. આવે જો.
કપટી કામી. લુણ હરામી, પોત પ્રકાસ્યું, સત્તાપામી,
છાતી છુંદું, પ્રાણ રૂંધું, મારૂં મુકી, મરેજ ભુંકી.
વેર પુરૂં તવ થાય, લાય ઓલાય. આવે જો.

( ૬૮ )

કેશરે હિંદ સેહેન શાહ, ઘણું જીવો જયજશ,
એનો જામો, સુખી રહો રાય રાણી. કેશરે.
એની એના કુળની પ્રભુજી રક્ષા કરજો,
અચળ રાજ, અચળતાજ રાખો, એનું,
ન્યાયી જાણી. કેશરે.
અંગ્રેજ ઉદાર છાંવા, હિંદપર વધો એની.
જય જયકાર, વારવાર, વદો, હર્ષે, સૌએ વાણી, કેશરે હિંદ.

**સમાપ્ત.**

# જાહેર ખબર.



નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ ત્યાંથી, મોરબી તળપદમાંથી તથા જે જે શેહેરમાં અમારા તીયાં મૂકે સેલરોછે, તેમની પાસેથી રોકડી કિંમત મોકલી ગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | | | |
|---|---|---|---|
| ભર્તુહરી નાટક મોટું. | ૧—૦—૦ | જગદેવ પરમારનાં ગાયન. | ૦—૨—૦ |
| સદર ગાયન. | ૦—૨—૦ | ચંદ્રહાસ ગાયન. | ૦—૨—૦ |
| ચાંપરાજ મોટું. | ૧—૦—૦ | પૃથુરાજ ગાયન. | ૦—૨—૦ |
| સદર ગાયન. | ૦—૨—૦ | સીતા સ્વયંવર ગાયન. | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક મોટું. | ૧—૦—૦ | ઉષાહરણ ગાયન. | ૦—૨ |
| સદર ગાયન. | ૦—૨—૦ | કેશરીસિંહપરમારનાંગાયન | ૦—૨ |
| રાણકદેવી નાટક મોટું. | ૧—૦—૦ | વિરબાળાનાં ગાયન. | ૦—૨ |
| સદર ગાયન. | ૦—૨—૦ | વિશુદ્ધવિજયનાં ગાયન. | ૦—૨ |
| ત્રીયારાજ નાટક મોટું. | ૧—૦—૦ | દેવયાનીનાં ગાયન. | ૦—૨ |
| સદર ગાયન. | ૦—૨—૦ | રાજતરંગનાટકનાં ગાયન. | ૦—૨ |
| ત્રિવિક્રમ નાટક મોટું. | ૧—૦—૦ | | |
| સદર ગાયન. | ૦—૨—૦ | | |

ગ્રંથ છપાવનાર

**મુળજી આશારામ ઓઝા.**